# મુંબાઇની શેઠાણી



ભાગ—બીજો.

# મુંબાઇની શેઠાણી—

યાને

# —સુધરેલી સુંદરી.

## ભાગ—બીજો.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

બુકસેલર જહુલાલ નારણદાસ ચોકસી.

ઠે. સ્વામીનારાયણના મંદિર પાસે.

મુ. નડીઆદ.

અમદાવાદ પાંચકુવા ચાર રસ્તા ઉપર આવેલા શ્રી ગણેશ પ્રીં
પ્રેસમાં ત્રીવેદી ઇશ્વરલાલ માણેકલાલે છાપી

આવૃતી ૧ લી. પ્રત બાર હજાર.

સંવત ૧૯૭૮. કીંમત એક આનો.

# સુધરેલી શેઠાણી.

હું અલબેલી ફેશન ઘેલી, નાજુક નવેલી નાર.
કેવી રૂમઝુમ રૂમઝુમ ચાલુ, કર અંબ્રેલા હું ઝાલું,
વળી આંખે ચસ્મા ઘાલુ, જોઈએ મ્હા કોફીનું પ્યાલું-
બીસ્કીટ હું મ્હાનાર— હું અલબેલી૦
પોલકું પ્હેરૂં પચરંગી, ખીલી વેલી નવરંગી,
જોબનીયું છે અનંગી, અંતરમાં ઉમંગી;—
શોભાવું શણગાર.—હું અલબેલી૦
હું નાજુક નાર છું નાની, બની મુંબાઈની શેઠાણી,
જાઉં સીનેમા સહેલાણી, કરતા ગુસ્સો દીલજાની—
પણ કોણ કરે દરકાર.—હું અલબેલી૦
પણ પાજી પતિ છે મ્હારો, નહિ ફૅશનને મ્હાનારો,
પૈસાને સાચવનારો, નહિ મોજ શોખ કરનારો—
હું ગણુતી એને ગમાર—હું અલબેલી૦
જાતી ચોપાટી રસ્તે, હું મદ જોબનમાં મસ્તે,
જુવાની જબર જસ્તે, મુખ મલક મલકતી હસ્તે,
કરતી સ્હેલ અપાર—હું અલબેલી૦

( અનુસંધાન—ભાગ પહેલાના પૃષ્ટ આઠથી )*

( રાગ—ગઝલ. )

**શેઠાણી—**

પથારી નાથ ત્યાગોને, થયું પ્રભાત જાગોને,
જવેરી ઘેર જાઓને, હીરાનો હાર લાવોને.
વહેલા ઘેર આવોને, બંગડી બે અપાવોને,
પીઓ પછી ચાહ આવીને, મ્હારૂં મન મનાવીને.

**શેઠ—**

ધરોને ધૈર્ય ઓ નારી, બન્યો હું આજ આજારી,
થયો ઠાંસો મુને ભારી, સળેખમ તાવની વારી.
બોલાવા વૈદને જાવો, દવા સારી તમે લાવો,
થયો છે ચુંકને ઝાડો, ચુંથાયે જીવ આ મારો.

**શેઠાણી—**

ઠગારા ઓ પતિ મ્હારા, તજો આ ઢોંગ ધુતારા,
રસોઈ હું કરૂં ક્યારે, મુંને દો દાગીના ત્યારે.

**લેખક—**

સુતાં રીસાઈને શાણી, કર્યું ના કાંઈ રે ખાવા,
ગયો ભુખ્યો અરે હારી, બિચારો નોકરી કરવા.
દીસાં પુરી તળી છાની, જમીને ઝટ શેઠાણી,
ગયાં ચૌટા મહી ફરવા, ખરીદી કંઈ નવી કરવા.
આવી છે ભોઈવાડામાં, રહેતા બંગડીવાળા,
દીપાવે બેશ દુકાનો, સાડીને પોલકાંવાળા.

---

* મુંબાઇની શેઠાણીનો ભાગ-પહેલો ન વાન્ચ્યો હોય તો જરૂર વાંચો. કીંમત ફકત એક આનો.

બંગડીનો વહેપારી—

પધારો બાઈ પધારોને, દુકાનો આ તમારી છે.
જુવો આ ફેંનસી ચુડી, શશી સમ શોભતી રૂડી.
આજે ચીન દેશથી આવી, દેશે તમ હસ્ત દીપાવી,
દીસો પણ કેમ ઉદાસી, વસીશું પીડ અંતરમાં.

શેઠાણી—

ન છાની વાત હું કે'તી, મુંઝાઈ મનમાં રે'તી,
મને લોભી મળ્યો સ્વામી, પડી મમ જોડમાં ખામી.
પતિ મારો ઘણો મુંજી, ધરાવે લાખની પુંજી,
પરંતુ લોભીને પાજી, સુધારે નહી જરા રાજી.
નથી પૈસા કંઈ લાવી, ઉતાવળમાં અહીં આવી,
ઉધારે બંગડી લેવી, કહો શું આપવી કે ના.

બંગડીનો વહેપારી—

નથી પૈસા તણી ફીકર, તજો ફીયર તમે ડીયર,
ગમે તો આપજો પૈસા તમારા ક્યાં જવાના છે.
કહોને આપું હું કેવી,—

શેઠાણી— ચળકતી ચાંદની જેવી.

ન દીઠી કોઈએ તેવી, વખાણે સાહેલી એવી.

બંગડીનો વહેપારી—

પધારો પ્રેમી રૂપાળાં, ધરો કર સ્નેહી મરમાળાં,
શરમ છોડો તમે શાણાં. વિધિ મમ ગાત્ર અણુસાર.

**શેઠાણી—**
પહેરાવો બંગડી એવી, જરીના હાથ છોલાયે,
દરદ જો હાથમાં થાયે, મુખેથી ગાળ બોલાયે.
**બંગડીનો વહેપારી—**
ન ગભરાઓ તમે ગોરી, રસીલી આંકડી આવોને,
**શેઠાણી—**
નહિ મુજ હાથને મરડો, થયો જો લાલ ઉઝરડો,
ચઢાવોને ધીમા ધીમા, સુંવાળા હાથ કરો ધીમાં.
**બંગડીનો વહેપારી—**
ન મુંઝાશો તમે મનમાં પહેરાવી દઉં હવે ક્ષણમાં,
મુંગાં બેસી તમે રે'જો, પડે દુઃખ તો મુને કે'જો.
**શેઠાણી—**
ગયા મુજ હાથ આ સુજી, પ્રભાતે પહેરીશું બીજી.
**બંગડીનો વહેપારી—**
મધુરાં બોલી મનહારી, ચતુરા ચિત્ત હરનારી,
બજાવી જાદુની બંસી, લગાવી મોહની ફાંસી;
ફસાવ્યો મોહ પાસેથી, વિંધાયો નૈત્ર બાણેથી.
**શેઠાણી—**
અહા! દિલહર ચુડીવાળા, દીસો છો નાર ઠગનારા,
વળી મમ આંખના તારા, ઠગો છો હાર હૈયાના.
**બંગડીનો વહેપારી—**
તમારૂં નામ બતલાવો, બતાવો ઠામ પણ રૂડું,
અમે ત્યાં આવીશું નિત્યે, સુખાની લુંટીશું પ્રીતે.

શેઠાણી—

રહેતા ગામડે પિતા, પીયરમાં વીજળી કહેતા,
અહીં મુંબાઈ વિષે આવી, દીધું મુજ નામ દીપાવી.
બની ગઈ રાયની રાણી, ધરાવું નામ શેઠાણી.

બંગડીનો વહેપારી—

ઝબુકે વીજળી જેવી, દીસો સૌન્દર્યની દેવી.
ભમાવોના સતાવોના, કહો વીચાર અંતરના,
કટોરી પ્રેમની ભરીશું, સુખેથી સેજમાં રહીશું.
ઉભયનો સ્નેહ સંધાયો, રસીલી દાસ કહેવાયો,

શેઠાણી—

તમે કરી જાદુનું જંતર, કરી વશ મોહની મંતર.
અરે પ્યારા, અહો પ્યારા, તમે મમ આંખના તારા,
વિનંતી હું કરૂં છાની, પધારો સાંજના આજે.
રમીશું પ્રેમથી રંગે, રહીશું રાતના સંગે,

બંગડીનો વહેપારી—

પતિ તારો હશે ઘરમાં, વિચારો કાંઈ અંતરમાં.

---

શેઠાણી—

જમીને સાત વાગે એ, સુવા દુકાન પર જાયે,
ચરિત્રો જોઇ નારીનાં, અરે દુનિયા બધી હારી.
રાતિ આતી પતિ પાસે, રમે સોથી ભલે જારી,
જમીશું ભોજનો સંગે, રમીશું રાતના રંગે.

બંગડીનો વહેપારી

બલીનું નામ બતલાવો, સે'લો ઉપાય સમજાવો;

શેઠાણી—

ચતુરાની કહે ચાલી, સીનેમા પાસ એ આવી,
પછાડી એક છે બારી, પીયુ ત્યાં આવજો સાતે,

લેખક—

કહી શેઠાણી સીધાવી, બનાવી બત્રીસી વાની,
શીરો પુરી અને ભજીઆં, મધુરાં રાયતાં કરીઆં.
કચોરી કાચલી ભાજી, વઘારી મોઘરી તાજી,
કહી દહીં ભાગીને કીધી, છુપાવી ત્યાં પછી દીધી.
સમી સાંજે પતિ આવ્યો, જમણમાં રોટલો આલ્યો,
થયો જ્યાં વાઘડો પુરો, આવ્યો છે ઇશ્કી શુરો.
જમીને શેઠજી આવ્યા, કરે વિચાર જાવાનો,
છુપાતો તો ચુડીવાળો, જોયો મોટી મુછોવાળો.

શેઠ—

અલ્યા ક્યાંથી અહીં આવ્યો, કહે શું ચોરવા લાવ્યો.

બંગડીનો વહેપારી—

કહું છું હું કાલું ભાઇસાબ, નથી ગુનો કરોને માફ,
જવું તું મિત્ર ઘર મારે, ભુલી આવ્યો છું આ બારે.

શેઠ—

વદે નહિ તું કદી સાચું, સીપાઇને જઇ સોંપું.

બંગડીનો વહેપારી—

અહીં ઉઘરાણી હું આવ્યો, ચુડી આ સાથમાં લાવ્યો.

શેઠ—

અરે નારી અહીં આવો, ચુડીનો ભેદ સમજાવો.

લેખક—

સુણી શેઠાણી ગભરાયાં, ચુડી સીડીને પછડાયાં,
ગઇ છે બંગડી તુટી, ચુડી તો એટલી ખુટી.
કરીને ગુપ્ત ઇશારો, સમજાવ્યો ચુડીવાળો,

શેઠાણી—

નથી એ બંગડી મારી, દીસે જે સામી છે બારી.
રહે છે સાહેલી મારી, ચુડી મંગાવવા વાળી,

લેખક—

ગયો આવ્યો હતો તેવો, બન્યો બેહાલ એ કેવો.
છુપાતી કુતરી આવી, કરડવાને પગે ફાવી,
ચુડીવાળો તો ગભરાયો, ચુડી જ્યાં દોટ પછડાયો.

સીપાઇએ ચોર સમજીને, લગાવ્યો દંડુકો જઇને,
કરી પરહેજ જંજીરે, પુર્યો જઈ કેદખાનામાં.
કરી પરનારીથી યારી, ગુમાવી આબરૂ સારી,
કર્યો ઇન્સાફ કીરતારે, કીધો છે કેદ સરકારે.
રૂપિયા દંડમાં લીધા, બુરા બહુ હાલ તો કીધા,
પુના જેલે ચુડીવાળો, ગયો છે ટીપવા ચુનો.
પરનારી તણો પ્રેમી, વિના અગ્નિ અરે બળતો,
દીસે છે શ્વાનના જેવો, સુખે કો દી નહિ ઠરતો.
સતિ નારી સીતા જેવી; તમે જો અંતરે ઇચ્છો,
બનીને રામના જેવા, સદા સદ્‌ગુણને ચાહો.
વિષયના વિષના કિડા, ભલે ! દીસે કદી રૂડા,
તમારૂં હિત હરનારા, ગણો ભોરીંગથી ભુંડા.
વીતેલી વાત રહી બાકી, જુવો એ ભાગ ત્રીજામાં.
વિનંતિ આટલી માનો, અરે ઓ ભાઇ ને બ્હેનો,
મણિમય સુખ ઇચ્છો તો, કુસાસો ના કુસંગે કો.

---

શેઠનો સંતાપ.—

(રાગ રાજીઆનો)

હાય, હાયરે હાર્યો હું શંખણી નારથી.

કહું આને હું નાગણુ કે નારી,
બની ફૅસનમાં મસ્ત રે'નારી,
સુધરેલી મીટીંગે જનારી રે; હાય ! હાયરે૦ ૧
કદી નામ પ્રભુનું ના લેતી
માત મ્હારીને ગાળો એ દેતી,
કરે મારી એ નિત ફજેતી રે; હાય ! હાયરે૦ ૨
નવી નવી સાડીઓ નિત માગે,
કામ કરતાં હાથમાં લાહ્ય લાગે,
મળે કુભારજા પાપ જાગે રે; હાય ! હાયરે૦ ૩
કહે મોટર એક લઈ આવો,
સીનેમાની ટીકીટ લેવા જાવો,
હુકમ મારો આ જલ્દી બજાવોરે; હાય ! હાયરે૦
નહિ દાસી હું કાંઈ તમારી,
ઘર કામ તણી કરનારી,
જુઓ ઊરમાં જરા વિચારી રે; હાય ! હાયરે૦ ૫
ચહા ઈરાની હોટલનો પીતી,

નહિ ન્યાત કે ધર્મથી બીતી;
મને મૂર્ખ ગામડીઓ કે'તીરે; હાય ! હાયરે૦ ૬

નથી નથણું શરમનો છાંટો,
રાખે મડમ જેવો બહુ ફાંકો,
કહો દિવસ કેટલો વાંકો રે; હાય ! હાયરે૦ ૭

દઉં શીખ સારી કોઈ વેળા,
પાડી ધાંટા કરે લોક ભેગા,
રડી લડી કરે ઓશિયાળા રે; હાય ! હાયરે૦ ૮

થાયે નાટક જોવાને બહુ ઘેલી,
જઈ બેસે ત્યાં સહુની પે'લી,
કહું સુઘરી કે છટકેલી રે; હાય ! હાયરે૦ ૯

નહિ સમજાવી સમજે તે સાને,
નહિ વાત ધરે કોઈ કાને,
માત મ્હારીનું કહ્યું ન માને રે; હાય હાયરે૦ ૧૦

ઘર મારૂં સુધારામાં ઘાલ્યું,
તીજોરીનું તળીયું જણાયું
આવી ફૅશનને દેવાળું આવ્યું રે હાય ! હાયરે૦ ૧૧

કરે ભાષણ મીટીંગમાં મોટાં,
કહે ભારત ભાગવત ખોટાં,
એતો આનાં બધાં સૌ જુઠાં રે; હાય ! હાયરે૦ ૧૨

દંત—મંજન વળી સાફ થાયે,
બુટ પે'રીને ટેબલ પર ખાયે,
વર્ણાવર્ણના ભેદ ભુલી જાયે રે; હાય ! હાયરે૦ ૧૩

કહું મારા દુઃખની શી કહાણી,
લેજો ટુંકમાંહે સહુ જાણી,
કરી ઈજ્જત સૌ ધુળધાણીરે; હાય ! હાયરે૦ ૧૪

જગપતિને પાયહું લાગું,
જોડી હાથ આશિષ એ માગું
દીયો સુમતિ નાથ એ યાચું રે; .... ....
આજ, કુધારા હિન્દના કાપજો. ૧૫

## ☚ જાહેર ચેતવણી. ☛

આથી સર્વે બુકો છાપનારાઓ અને છપાવનારાઓને જાહેર સુચના આપવામાં આવે છે કે:—

આ બુકમાં પૃષ્ટ ૧ થી ૧૧ સુધી તેના લેખકને યોગ્ય બદલો આપી રચાવવામાં આવી છે, માટે તેનો સર્વ હક નડીઆદના બુકસેલર જદુલાલ નારણદાસનો હોવાથી કોઈએ તેમની પરવાનગી સિવાય છાપવી અથવા છપાવવી નહિ. જે કોઈ કાયદાનો ભંગ કરશે તેના ઉપર યોગ્ય ઇલાજ લેવામાં આવશે, એમ નક્કી સમજવું.

## શેઠાણીની કથની.—

( રાગ-ગઝલ. )

મને મુરખો મળ્યો સ્વામી પડી છે સુખમાં ખામી;
અરે હું આપતિ પામી, કહું શું આપદા બ્હેની. — ૧

કરે નહિ ચાકરી ધંધો, મુરખ થઇને ફરે અંધો,
કરે છે અવનવા ફંદો, કહુ શું આપદા બ્હેની. — ૨

પુરૂષો અન્ય જયાં રમતા, અરે મુજ સ્વામી આથડતા
બળે છે ચિત્તમાં ભડકા, કહુ શું આપદા બ્હેની. — ૩

કમાવા રીતના જાણે, કહી મુજ વાત ના માને;
ફરતુ નામ પરે પાણી, કહું શું આપદા બ્હેની. — ૪

પિતાના દામ સૌ ખાધા, કમાવા પર લીધી બાધા;
કરજનાં હા ! કીધાં કાંધાં, કહું શું આપદા બ્હેની. — ૬

ઉધારે અન્ન એ લાવે, લેણા સૌ દામ તો આવે;
નહિ દે દામ તે વારે, કહું શું આપદા બ્હેની. — ૭

કરી તકરાર વદે ભુંડું, પડે, પળવારમાં કુડું;
જુવે ના આંખથી રૂડું, કહું શું આપદા બ્હેની. — ૮

અરે અંતર પીડા રહેતુ, ઉધારે કો' નથી દેતું;
આવે જામીન સૌ લેતું કહું શું આપદા બ્હેની. — ૯

રૂપાળી આબરૂ દેખી, અરે અક્કલ હીણા પેખી;
દુઃખે હું તન રહી શેકી, કહું શું આપદા બ્હેની. —૧૦
સજ્જન તહેવારના ટાણે, જમી આનંદ સૌ માણે;
સુખે એકાદશી જાણે, કહું શું આપદા બ્હેની. —૧૧
સ્નેહીઓ શોધતા આવે, પતિને તે નહીં ભાવે;
દિવસ દુઃખમાંહી વિલાપે, કહું શું આપદા બ્હેની. —૧૨
પિતુ માતા ચહે મળવા, તો સ્વામિ લાગે બડબડવા;
લાગે હા હિત વચન કડવાં, કહું શું આપદા બ્હેની.—૧૩
પીયરનાં લુગડાં લાવુ, કદી જમવા સજી જાઉં;
તરત મેણાં અરે ખાવું, કહું શું આપદા બ્હેની. —૧૪
બન્યાં મુંબઈની શેઠાણી, વદે નિષ્ઠુર એ વાણી;
કહું કયાં માહરી કહાણી, કહું શું આપદા બ્હેની.—૧૫
ગુજારી જીંદગી મારી, બળાપો હું કરૂં ભારી;
દીયો કંઈ દાદ નરનારી, કહું શું આપદા બ્હેની. —૧૬
સદા ચિંતા તણા તાપે, અરે યૌવન દુઝાગે છે.
અરે ! આવો પતિ દેખી, હૃદય મમ આ ચિરાયે છે.—૧૭

( સ્નેહમંજરીમાંથી થોડા ફેરફાર સાથે. )

---

## ફેશનની ફજેતી.

( રાગ સવઇયા )

અલબેલી મુંબઇ નગરીમાં શોખીન પુરૂષો બહુજ વસે;
ગાલ તમાચો મારી રાખતા લાલ થઇનેજ ફસે.
પગાર મળતો પચીસનો ને સુધરેલામાં પંકાવું;
દોસ્તદારની સાથે ફરતાં પૈસા ખરચી વખણાવું.

દેશ વિષે કંગાલ સ્થીતી ને ઉદર તણાં ફાંફાં પડતાં;
કમાઇ કરવા કારણ દીકરો માત પિતા અહીં મોકલતાં.
ભણ્યા ગણ્યા કંઈ ઝાઝું નહીં તે ટુંક પગારે પ્રસન્ન થયા;
મુંબઇ નગરે મઝા માણવા તરંગ દીલમાં બહુ કર્યા.

દસ મળતાં દસમાં નીભાવ્યું પંદરમાં પંદર પુરા;
પચીસ મળતાં પાઈ બચે નહીં તોએ શોખ રહે અધુરા.
બે રૂપીઆનું કપડું લીધું સીવાડતાં મનમાં બીધા;
અપ–ટુ–ડેટ શીવવાનું ખાતું અઢી રૂપીઆ ત્યાં લીધા.

એ અનુસારે કપડાં કરતાં પૈસાની ખુવારી કીધી;
ત્યાર પછી ધોબીની એણે મુલાકાત જલ્દી લીધી.
એક આનામાં સારૂ ધોશે મુજને તે તો નહિ ફાવે;
બોર્ડીંગ કંપની ગ્લેઝ કરે છે ચકચકાટ અતિશે આવે.

હજામની પણ વધી કમાણી નવિન તરેહના કેસ કટે;
તેલ લગાવી ચોળ આપ્યા મુજ માથા કેરૂં દર્દ મટે.

માત પિતાને વધાર કાજે તેલ જરાએ ના મળતું;
બેટો બાલમાં ઓઈલ નાંખે શીર તેલે થાતુ ગળતું.

મુંઝાયા ત્યારે મુંબાઈ આવ્યા મુંબાઈમાં નહિ રે લેણું;
કમાણી તો ઉંધી ગઈ પણ સ્હામુ થયું છે બહુ દેણું.

પગાર કરતાં ખર્ચ વધ્યો ને કરજ વિષે પછી સપડાયો;
તેમાંથી બચવાને આખર ચોરી કરવા વિચાર કર્યો.

શેઠ તણી ઉઘરાણી કરતાં ભાગી જવાનું નકકી થયું;
એક દિવસ બહુ રૂપિયા આવ્યા લઈ જવા દીલ લલચાયું.

નોટ ભરી ખીસ્સામાં એણે સ્ટેશન પર સીધોજ ગયો.
દુર દેશની ટીકીટ કઢાવી પોલીસને સંદેહ થયો.

સરસામાન કંઈ પાસ નહિ ને ક્યાંથી નાસી આવ્યો છે;
બતાવ તારા શેઠને જલ્દી રૂપિઆ ક્યાંથી લાવ્યો છે.

પકડાતાં ચોરીનો મુદ્દો માજીસ્ટ્રેટે સજા કરી;
પંદર ફટકા બાંધી માર્યા છોડી મુકયો દયા ધરી.

મુંબઈ નગરે મઝા માણતાં ઇજ્જત વિનાનો થઈ બેઠો;
પુનઃ દેશને માર્ગ ગયો તે ગોપાળે નજરે દીઠો.

(લેખક-ગોપાળજી હરીભાઈ દેસાઈ.)

**નવા યુગનું નવું શાસ્ત્ર**

(૧)

સુધરી જવાનાં સાધનોમાં મુખ્ય વસ્તુ આટલી;
ઘડીઆળ ચસમાં બુટ કર છત્રી છડી કે બાટલી.
ઉત્તમ ગણાતાં ચોજ કેળવણી તણાં ફળ થાય છે;
શીવ! શીવ! અરે કોને ખબર પરદેશમાં શું જાય છે.

(૨)

અહાહા! બ્રાન્ડી ને બીડી, ગણાયે સ્વર્ગની સીડી;
પિયે ના તે ગમારો છે, અમારાં શાસ્ત્ર ન્યારાં છે.
પિતા માતા તણે તાબે, રહેવું એ કહ્યું કોણે;
પ્રિયાનો પ્રેમ પ્યારો છે, અમારાં શાસ્ત્ર ન્યારાં છે.

(૩)

વધ્યાં હાંલ્લાં ખાલી ઘરમાં ભાપકા રાખે બહુ ભારી;
કોલર પીન નેકટાઇ ખરીદી પૈસાની કીધી ખવારી.
રોઝબરી જીંજર પીકમીઅપ વિના ઘડીએ નહિ ચાલે;
સીગારેટના ધુમાડા કાઢે જીવતાં સુખ જાણે ખાલે.

---

આ બુક ગણેશ પ્રીન્ટીંગ પ્રેસમાં ત્રીવેદી હર્ષદલાલ માણેકલાલે
છાપી છે. ઠે. પાંચકુવા રોડ ચાર રસ્તા—મુ. અમદાવાદ.



